

# અમુલ્ય મોતીની માળા

યાને

## હાઝર ઈમામના ફરમાન.


પ્રગટ કર્તા.

અલીમામદ જાનમામદ ચુનારા.

સેક્રેટરી એજ્યુકેશનલ ડીપાર્ટમેન્ટ.
ધી રીક્રીએશન ક્લબ ઇન્સ્ટીટ્યુટ.
નવી મોહલ્લા જેલરોડ—મુંબઈ નં. ૯.



સને ૧૯૨૩. સંવત ૧૯૭૯.

પ્રત ૨૦૦૦.

કીંમત અમુલ્ય

# અમુલ્ય મોતીની માળા

યાને

## હાઝર ઈમામનાં ફરમાન.

સગ્રહ કર્તા.

ધી એજ્યુકેશન ડીપાર્ટમેન્ટ રીક્રીએશન

ક્લબ ઇનસ્ટીટ્યુટ.



હાજર ઈમામ સર સુલતાન મહંમદશાહ. દાત.રે ફરમાવ્યું જેઃ— હર વખતે ઇમામ પાસે. એક એક (હેકડી હેકડી) ચીજ નવી હોય છે. તે ચીજ અહીઆં જાહેર કરવાનો નથી પછી તમને કહીશું.

(જંગબાર, શ્રાવણ ૧૯૫૫ તા. ૧૩ મી રવીવાર.)

\+ \+ \+ ÷

હજરત રસુલ કરીમકુની આમાં આવ્યાતે

મુસલમાન બનાવવા. એક મુસલમાન માટે આવ્યા
ન હોતા રસુલે જે રસ્તો બતાવ્યો તે પર
ચાલવું જોઇએ તો તે ઉપર વીચાર કરો
હજરત રસુલે શું કહ્યું છે તે ઉપર ચા-
લવું. જોઇએ.

જંગબાર સંવત. ૧૯૫૫. ના. શ્રાવણ,

તા.. ૨૪.

÷ ÷ + +

તમારામાં કેટલાક છે તો જ્ઞાન પડે
છે પણ તેનો મકસુદ સમજતા નથી
ઇનસાન જેને સમજ નથી તે જનાવર
જેવા છે જેને ખુદાનો તથા દીનનો વીચાર
નથી. તે ઇનસાન જનાવર માફક છે જે
હકીકતી મોમન દીલમાં વીચાર ને ખ્યાલ
કરે છે તે ખ્યાલ ઠીક હકીકતનો છે

(જંગબાર સંવત ૧૯૫૫ નાં

બાહરવા તા. ૫

*     ÷     +     +

ધણી સલામત દાતારે ફરમાવ્યું કે ગ્યાન વાચવું. અને અર્થ ન સમજવુ તો ગધેડા કુતાની માફક ભુકવું તેવું થવું ગ્યાન વાંચો ગ્યાનનો ભેદ સમજો તમો આગળ હીંદુ હતા ત્યારે તમોને વાસ્તે સમજાવીને જેવો વખત થતો હતો તેવા વખત પ્રમાણે સમજાવ્યા. ગર તમોને પરબારા કહ્યું હતે કે તમો મુસલમાન થાઓ તો તમો કબુલ નહીં કરતે પણ વાસ્તે સમજાવીને તમને મુ. સલમાન બનાવ્યા અને ગ્યાન દીધા પણ તેને સમજીને પડવું એક બીજાને શીખવા હવું અને જે ઇમામનો વારો હોય તેના ફરમાન ઉપર. ચાલજો. તો ફાયદો થશે. કેમ

કે અસલ કીતાબ તોરેત અંજીલ જબુર ફુરકાંન સરવે કોમના ઉપર આ વેદ હતા. તે સાચા હતા. તેનો ખુલાસો મારા પાસે છે. તમો મને પુછો તેનો ખુલાસો તમોને હું કરી આપું. બીજુ ગ્યાનો માએના તમોને ન આવડતો હોય. તો તમે મને આ ગ્યાન પુછો તેનો ખુલાસો હું કરી આપું

જંગબાર સવત ૧૯૫૫ ના શ્રાવણ

તા. ૧૩.

× × ×

હીંદુના દીનની વાતો એલમમાં પઢો છો તે વાજબ નથી. તમો હીંદુ હતા. તે વખતે પીર સદરદીન ફરમાવ્યું અને રસ્તો દેખાડયું તે વખત ગયો હવે મોલાની તારીફ પડો. ત્થા તેના ઓલાદની તારીફ પડો ત્થા હાઝર ઈમામની તારીફ પડો. હવે

હીંદુના એલમપડગાથી. કાંઇ ફાયદો નથી. ગાંન પડો ત્યારે મૌતાની તારીફ તથા અમારં તારીફ કડો. નવ અવતારને છોડી આપો દશમા અવતારમાં અમાગી જંડજી (ઓલદ તારીફ કડો ગાન પડો તેમા દશમા અવતાર ગીવત પડો બીજુ નહી પડો.

(મંગળવાર સંવત ૧૯૫૫ ના અષાડ

તા. ૨૦

\+ \+ \+

બીજું દુઆ તથા નીમાજ એકજ છે તે કાંઇ જુદી નથી તમો દુઆ પડો છો અને બીજા મારા મુરીદ છે તે નીમાજ પડે છે. તે બધું એકજ છે.

મંગળવાર સંવત ૧૯૫૫ ના આષાડ

તા. ૪

\+ \+ \+ \+

પીર સદરદીન તમોને હકીકતનો રસ્તો બતાવ્યો છે તે તરત નથી બતાવ્યો પણ પહેલાં હીંદુઓની નસીયત કરીને પછી સતપંથ—નો રસ્તો તેઓના દીનથી જોડીને બતાવ્યું છે. ત્યારે આએ દીનનું ફેલાવો થયો છે મુસલમાની સરીયતી, આપણા દીનમા ન હોય. તેને આપણા દીનની આએોના સંભલાવો તો તે કબુલ નહી કરે ને ઉલટી મશ્કરી કરે કારણ કે તેને આપણા દીન ઉપર એતકાદ નથી. તેને તુરત આપણા દીનની માયો સંભલાવી એ તો કબુલ ન કરે, ને ઉલટો આપણુન બેવકુફ લેખે

જંગબાર સંવત ૧૯૫૫ ના અષાડ

તા. ૪

* * *

ઉસ્લેદ્દીન અવલ તમારા દીનનો ઉસલ ફરમાવું છું. ઉસ્લેદ્દીન. શું છે. જેમ ઝાડનો મગજ હોય તે મુજબ છે. તે શું ચીજ છે કે બધા ઇનસાનનો ખ્યાલ ઉસુલને મગજ ઉપર જાય છે. તમારામાંથી ઘણા ઘણા એવા છે કે તેઓને પોતાના દીન મુઝહબની ખબર નથી તમો જ્યારે નવરાસમાં બેઠા હો ત્યારે તમોને ખ્યાલ થાય છે કે ખાલક કોણ ને મખલુક કોણ એવો ખ્યાલ તમોએ કર્યો છે. કોઇ તમોને પુછે કે તમો કોણ છો ત્યારે તમો કહેશો કે મારા બાપનો પુત્ર છું, બલકે તમો થોડી પેઢી સુધી જવાબ દઇ શકશો. અને જરા વધારે સમજવાળો હશે તે આદમ સુધી પોંચશે પછી ખલાસ થશે (પછી અટકી જશે.) ગધેડો હશે તે આગળ નહીં પહોં-ચશે. તે વીચાર નહી કરશે કે તે આદમ ક્યાંથી આવ્યો અને આદમને કોણે મોકલાવ્યો

ખબર છે તમારૂં દીલ મકસુદ સુધીમા હોય તો પહોચો તેના વાસ્તે કેટલી ચીજો લાજમ છે કે મોટી હીમત જોઇએ છે તે હીમત તમારામાં નથી, કેટલાક હજાર વરસ થયા કેટલાક માણસ તે મકસુદ ને પહોંચ્યા છે, જેમ હજરત ઈસા હજરત રસોલ સલે અલેહે વસલમ હજરત મુરતજાઅલી મનસુર શા સમસ ને બીજા દુનીઆના થોડા માણસ પહોચ્યા છે તેઓનુ [illegible] અને ગ[illegible] એક હતાં મજહબ ઘણા છે જેમ સરયતી મુસલમાન નસારા યાહુદી હીંદુ વીગેરે મજહબ વાળા સુધી નથી તેઓના ખયાલને બંદગી નીચે જવાનું છે તેઓની જે ઉમેદો છે તે ઉમેદ બેહસ્તમાં જવાની સારૂ ખણું સારા લુગડાં ન ખાવડાં આ જાજ ને બેહસ્તનાં ઘણા ઘણા સુખ માગે છે તે બેહસ્ત દુનીઆ જેવી થઇ પણ અસલ ઉમેદ સુફીની છે મોલાના

રૂમીએ કહ્યુ કે તે રૂહ જ્યા
ટેલો છે ને અવલ હું પથરો હતો
તેમાંથી ઝાડમાં પેદા થયો પછી ઝાડમાં
કીડીમાં પેદા થયો તેમાથી બદલાઈને બીજા
જનાવરોમાં પહોંચ્યો છું અને જનાવર બ
દલાઈને વાંદરામાં પેઠો છું તેમાંથી ઇનસાન
થયો છું અને ઇનસાનમાંથી શું થઈશ મલા
યક થઈશ તેમાંથી કયાં જઈશ તેના કરતાં
ઉપર જઈશ વીચાર કર્યો કે કના થાઉં એવો
વીચાર કરતો હતો અ દલ ટેવે રૂહ તે ખ્યા
લમાં અને વીચારમાં પહોંચ્યા કેટલી ઇચ્છા
રાખીને કોશીશ કરે તો તે ત્યાં પહોંચે.
પણ તમારો બદન પાક સાફ નથી બાબા
તમારા ગુનાહ તથા આગળના ગુનાહ તમોને
ત્યાં પહોંચવા દેતા નથી આગળના તમારા
ગુનાહોને લઈ તમોને કેદખાનો માલ્યો છે ઇન
સાન હેવાન વાંદરા થઈ આ કેદભોગવી રહેલ

१९७४ (११)

છે આ દુનિયાના ગુનાહે તમોને કેદખાનો આપ્યો છે.

તમારી ખોટી બોલવાની આદતે તમો આ કેદમાં પડયા છો તમારી ઉમેદ (૧) બેહશીત (૨) હુર: (૩) સારામેવા તે બધી તમારી ઉમેદ એજ તમોને આ કેદ બક્ષો છે. કેદખાનામાં તમારો રહેવાનો વખત ખુશી નથી, જેમકે એક પક્ષીને પકડીને તેને પાંજરામાં નાખી તેને સારૂ ચારૂં ખાવાનું આપો સારી રીતે રાખો છતાં તે પાંજરામાં રહેવા રાજી નથી બન્નુ હવામાં તથા ઉડતા રહેવામાં વધારે રાજી છે. તે જેથી તે પાંજરામાંથી નીકળી ઉડી જવાનું મન કરે છે. પણ જ્યારે તે પક્ષીને તેના પર કાપી નાખી અમુક ટાઇમ પીંજરાની આદત પડી જાય ત્યાર પછી તેની આદત પાજરામાંથી બહાર નીકળવાની થતી નથી તે મીસાલ તમારૂ છે તમોને તમારા

અસલ મકાનની ખબર નથી તમો બે ખબરે છો તમો તમારા મજહબની અસલ મકસદ સમજતા નથી ને તમારા દીનની પણ સમજ રાખતા નથી ને તમારામાંના કેટલાક નામનાજ ઇસમાઇલી છે ને નાદાન છે તમો સુરીમજહબ જેવા થાવ ને ઉંચે જવાના ખ્યાલો કરો સુંરા મજહબમા પહેલે તરીકત પછી હકીકત છે તેનથી તમો આરતે અરતે પાખો વાળા થઈ ઉડતા શીખશો તમો મારા ફરમાન યાદ રાખશો ને તે પ્રમાણે ચાલજો જોના ફરમાની કરશો તો પરેશાન થાશો ત્યાં ફીરસ્તા ઓ લોઢાના ગુરજો તમારા માથામા મારશે ને તમો તેઓ તોબા પોકારશો ગુરજ રાતડી માથામાં લાગશેતેવા બેખબરના ગુરજો બાળે છે ગુરજના ડરથી જે લોકો ઇબાદત બદગી કરે તે મોમન કહી શકાય નહી પણ ખરૂં બીજુ એ છે કે ખુદાના દીદારથી દુર ન થાવું

ખુશાથી બીજું જોઇએ, કોઇ ઇચ્છા રાખીને કોશીશ કરે તો તે ત્યાં પહોંચે.

(ધાર સલામ ૧૯૫૫ના ભાદરવા તા ૨૩)

માગ દશ ખુલવા અને પોતાના જીવને સંભાળી રાખવું એતો કામ બાયડીઓનું છે. એમાં કાંઇ મરદોનું કામ નથી મરદનું કામ તો એ છે કે તમો પોતે પોતાનો જીવ બરાબર મજબુત રાખી. પોતાને સંભાળતા બીજાઓને પણ દીનમાં મજબુત કરી. બીજાઓના જીવને ધરમમાં મજબુત કરી લાવો. અને જમાતની તથા સરકારની ખીજમત બરાબર કરો અને હીંમત કરો. તમારા દીલ સાથે ચોકસ કરો ને રોજરોજ આપણા દીન ધરમ સતપંથમાં દીનનો વધારો કરો. દીનનાં કામોની તમો ચોકસી કરો અને આસ્તે આસ્તે

દીનનો એલમ જ્ઞાન તથા સતપંથનો રસ્તો બચ્ચાઓને શીખવો તમે તમારા દીનની માએના સમજતાં શીખો. તમે તમારા દીનની માએના સમજતા હો. યાને એટલો સમજતા હો કે તમારૂં રૂહ છે તે શું ચીજ છે? એટલું તમે સમજો તો કોઇની પણ બાજી નહી ખાઓ. તમારો આ રૂહ છે. તે પથરાથી શરૂ કરે છે. જે ઇનસાન છે. તેને શરૂઆતમાં એક પથ્થર કર્યો કહો અથવા ઇન્સાન ખાક યાને માટી તથા પથરા હતા. હમણા તમે જો ઇનસાન છો તે ઇનસાનના દરજાઉપર પહોંચ્યા છો. હવે પછી તમો ક્યાં જશો તેનો ખ્યાલ કરો. પાછા માટી જેવા થશો કે જનાવરનો અવતાર લેશો કે જાહનમીમાં જશો કે બેહેસ્તમાં (પાંજરાપોળ જેવું છે) જશો તમારો ખ્યાલ અને દીલ

કયાં જવાનો છે. જે ઇનસાન મોમન છે. તેનો રસ્તો સાફ છે. તેને આગળ જવાનું છે. તો આગળ જવાનો તમારો ખ્યાલ રાખો. વેલી અવલ ઉમીદ ફીરસ્તા થવાની હોવી જોઇએ. તે ફીસ્તા પછી જે ચીજ છે ત્યાં જવાનો ખ્યાલ . તે ચીજ છે તે એવી મોટી છે કે તેના કરતાં યાને ઓલી ચીજથી મોટી કોઈપણ ચીજ નથી, નસ્મે—બુજન યાને અર્ધ બુજન પણ ત્યાં જાય. છે તે એવી જગ્યા છે એવી જગ્યા છે તે ઇનસાન એવી ઉમીદ રાખો કે તે જગ્યાએ પહોંચી શકે તે જગ્યાં ફીરસ્તાથી ઉંચે. છે ત્યાં જઇ પહોંચે પોતાના જીવને સાચવવો એવું કામ તો બાયડીઓ પણ કરી શકે છે. કામ જે મરદનું છે તે શું છે તેનો ખ્યાલ રાખો મરદનું કામ એ છે કે બીજાઓને પણ નસીહત કરી દીનના રસ્તા માટે તેને

મજબુત કરે અને બીજાઓ મજબુત થાય એમ કરવું એવાં કામ કરવા તે કામ મરદનું છે.

એક બીજા ઉપર તમારા દીલમાં હસદ રાખવી નહી. એ ઘણુંજ (ખરાબ) બદ છે. તમારો પોતાની મોટાઇને તમે સમજતા જાઓ, હસદ કોઇનું રાખવું નહી. આ હસદથી શેતાન રાનીઓ ગયો તમે પોતે એલમ અને ગ્યાન પડો છો ને તમોને ખબર છે તે મલાયક હતો તે શેતાન કેમ થયો તે શેતાન થયો તે આ હશદથીજ થયો તો તમો તમાર દીલમાં કદી પણ હસદ રાખશો તો આરસ્તે આ રસ્તે તમારા ઇમાનમાં ઘણુંજ ખલલ થાશે વાસતે હસદ કદી પણ રાખવું નહી

મજેવડી સંવત ૧૯૬૦ ના કારતક સુદ ૧૫

\+ × \+ \+

મંગળવારના પેંજેભાઇઓની મેમાની હતી તેમાં હઝરત મૌલાના ધણી સલામત દાતારે દુઆ આશીશ ફરમાવી અને ફરમાવ્યું જે. " ખાન.બહાદુર તમો મૌલાનું લશ્કર છો. તમો જમાતની ખીજમત કરજો જુવાનીઆઓના ફરજ છે કે ઇસમાઇલીક દીનને આગળ વધારશો ને તમોને વાજબ છે જે દુનીયાનો ધંધો ખુબ કરીને પઇસા કમાવો અને દીનનું કામ સુરાપણાથી બજાવવું તમો જુવાનીઆ વેપાર વણજમાં તથા હુન્નરમાં આગળ વધો અને તેના સાધનની હાલ જરૂર છે.

( રંગુન તા. ૪-૧ ૧૯૨૩ )

\+ + + +

સ્ટુડન્સની મેમાંનીઆં હઝરત ધણી સાહેબે ધણી દુઆ આશીષ ફરમાવી અને ફરમાવ્યું જે "ખાનાવદાન " ઇસમાઇલી

જમાતને ઉંચે લઇ જવાનું કામ તમારૂં છે તમો જવાન છો વેપાર ધધો રોજગાર કરવો પૈસો તમારો દારૂ ગોલો છે.

(રંગુન તા. ૪-૨-૧૯૨૩)

÷ + ÷ +

આજ રોજ હઝરત મોલાના ધણી સલામત દાતારે સવારે જમાતખાને પધારી દીદાર એનાયત કર્યા હતા અને દુઆ આશીશ ફરમાવી ધારમીક કામકાજ ઉકેલ્યા હતાં. અને ફરમાવ્યું કે:— "તમો દુનીઆમાં વેપાર રોજગાર કરો છો તેમાં નુકશાન થાય તો દીલગીર થવું નહી અને નફો થાય તો ખુશી થવું નહી એ હકીકત મોમનનો દીન છે જે લોકો દુનીઆનું કામ મુકી બાજુ પર બેસી રહ્યા છે તે દીનની લડાઇ મુકી ભાગી ગયા છે વેપાર કરવો અને લાભ

બચ્ચાં સંભાળવા તે કામ મોમીનનું છે આ દેશમાં એવો રીવાજ છે કે કેટલાક છુગી બોડો પીળાં લુંગડાં પહેરે છે તેમ નહી કરવું બીબાસથી કાંઇ ફાયદો થતો નથી તમારા રૂહને યાને આત્માને પવિત્ર કરો કે જેથી આ દુનીઆમાં આવવું જવું બંધ થાય અને એ મોમનનું લક્ષણ છે."

રંગુન તા. ૨૮-૧૨-૧૯૨૩



# જાહેર ખબર.

## પહેરો ખાદી થાય આબાદી
## સ્વાર્થ સાથે પરમાર્થ

બંધુઓ, આપણા ઇસલામી ભાઇઓના હ
થથી વણાએલી સસ્તીને સાદાઇદાર જુદી જુ-
દી ડીઝાઇન ને દીલપસંદ કલર વાળી ઉમદા
ખાદી પહેરી તમારા શરીરને શણગારો કે
જેથી કોમની આબાદી થાય ને સ્વાર્થ સાથે
પરમારથ સાધી શકાય હાલમાં બજારૂ
ભાવ કરતાં ઘણા ઓછા ભાવો કર્યા છે મ
ગુ:તજ ઓરડરો મોકલો.

મળવાનું ઠેકાણું

(૧)ધી રીફોર્મેશન કલબ ઇન્સ્ટીટ્યુટ
ઠે.કાંડી મહોલા જેલ રોડ
મુંબઇ નં ૯

(૨)ધી રીફોર્મેશન કલબ ઇન્સ્ટીટ્યુટ
કપાસીયા બજાર ઠેકા: જમાયતખાના
પોસ્ટ કાલુપુર અમદાવાદ.